# भूगोळ विद्या.

भाग ३ जो.

## हिंदुस्थाननुं सामान्य ज्ञान.



रचनार.

मास्तर रे. छगनलाल लल्लुभाइ शाह.

देशीनामावाळा—वडोदरा.

बीजी आवृति.

प्रत २०००

अमदावाद.

आर्योदय प्रेसे मालिकने माटे छापी.



सन. १८८८.—संवत् १९४४.

किमत एक आनो कंपनी.

पोस्टेज अर्धो आनो.

શ્રીમંત નામદાર સર જસવંતસિંહજી

બહાદુર. જી. સી, એસ. આઇ.

ઠાકોર સાહેબ.

લીંબડી—કાઠિયાવાડ.

આપ નામદાર કેળવણીની વૃદ્ધિ થવામાં ઘણો પરિશ્રમ લોછો, સ્વરાજ્યની પ્રજાની આબાદી માટે બહુ ખંત ધરાવો છો. પરદેશ પરિક્રમણ કરીને અનેક જાતનો સાર ગ્રહણ કરવા ઉત્સુક છો. ઇ૦ ઇ૦ આપના સદ્‌ગુણો જોઇ આ બાળજ્ઞાન વર્ધક "હિંદુસ્થાનની સામાન્ય ભૂગોળ વિદ્યા" ના લઘુ પુસ્તક સાથે આપનું પરાક્રમી નામ જોડવાની પરવાનગી મળી છે તેથી અત્યંત આભાર માનુંછું.

તા. ૧-૧-૮૮.

લી.

સ્વદેશ ભક્ત.

છગનલાલ લલ્લુભાઇ શાહ—

દેશીનામાવાળા વડોદરા.

# પ્રસ્તાવના.

પ્રથમના ભૂગોળ પત્રકમાં ફેરફાકરી સામન્ય ભૂગોળનું આ નાનકડું પુસ્તક બનાવ્યું છે. તેથી અમારા મિત્રોની હરકતો દૂર થવાની આશા છે. તા૦ ૧—૧—૯૮ લી૦ કર્ત્તા

## દેશી નામા વિષે મત.

નામું રાખવા માટે આજ સુધીમાં પ્રગટ થએલાં પુસ્તકો કરતાં આ પુસ્તક વધારે સારૂ અને સર્વને ઉપયોગી છે. (બુધિપ્રકાશ) રચના સહેલી અને સમજી શકાય તેવી છે. કિમતમાં હલકુ છે. (એડવોકેટ ઓફ ઇ.) પરીક્ષાનાં પુસ્તકોમાં તે દાખલ કરવા લાયક છે. (જગન્નાથ ઇ.) આ ગ્રંથની ખૂબી વિષે ઉંચું મત બાંધી શકાય છે, (મુંબઇ સમાચાર) પ્રગટ કરનારે જે મહેનત લઇ રચ્યું છે તે દશ આનામાં પુષ્કળ કમાવા માટે નથી. (અખબાર સોદાગર) ગૂજરાતી ભાષામાં તેની જાતમાં સૌથી ઉત્તમ પુસ્તક છે, ગુજરાતી શાળાઓમાં ટેક્સ બુક કરવા ખાત્રીથી ભલામણ કરીએ છીએ. (બોંબે ગેઝીટ) મોટા કદના ૧૬૦ પાનાના પુસ્તકના દસઆના જે નજીવી કિમતછે તે જોતાંજ મિ૦ શાહની મતલબ કમાવા કરતાં દેશીઓની સેવા બજાવવાની વધુ હોવી જોઇએ. (જામેજમસેદ) એ પુસ્તકનું સંપૂર્ણ જ્ઞાન મેળવે તેને વેપારી કે સરાફને ત્યાં નામું રાખવાને કોઈ રીતની હરકત પડે નહીં. (મોહનલાલ,ર.) નામાની સમજ ઘણી સારી રીતે આપીછે. (ગુજરાત શાળાપત્ર) એનું શિક્ષણ મળવાથી છોકરાઓમાં આપો આપ વેપારી વર્ગની ખૂબી જાણવામાં આવે છે. (વડોદરાના સરાફો) નિશાળોને માટે તે અવસ્યનું છે. (નુરએલમ) શિક્ષકની ગરજ સારે એવું છે. ( ગુજરાતી) બીકટ હિસાબી હકિકત વખાણવા જોગ અને અભ્યાસ કરવા જોગ છે. (જ્ઞાનવર્ધક) ઘણી સારી રીતે રચાયુ છે, કિમતમાં ઘણું સસ્તુ છે માટે તે જલદીથી વેચાઈજવું જોઇએ. (ઇંડિયન સ્પેક્ટટર) ઊપયોગ અને કદના પ્રમાણમાં એની કિમત કંઇજ નથી ( વિજ્ઞાન વિ.) પહેલી આવૃતિની દોઢહજાર નકલ ખપી જવાથી બીજી આવૃતિ થાયછે. માટે મંગાવી લો—કર્ત્તા—**છગનલાલ લલ્લુભાઇ શાહ—વડોદરા.**

3340

# भूगोळ. भाग २ जो.

# हिंदुस्थाननुं सामान्य वर्णन.

## દેશની સાધારણ માહિતી.

એશિયાખંડમાં જે દેશો છે તેમાં હિંદુસ્થાન પણ એક દેશ છે. તે એ ખંડની દક્ષિણે આવેલોછે, અને દુનિઆમાં એક મોટો દ્વિપકલ્પ કહેવાય છે. એની ઉત્તરે હિમાલય, કારાકોરમ, અને હિંદુકૂશ પર્વત છે; પશ્ચિમે હાલા, અને સુલેમાન પર્વત, તથા અરબી સમુદ્ર છે; દક્ષિણે હિંદીમહાસાગરછે; અને પૂર્વે આસામ તથા બ્રહ્મદેશછે.

આખા દેશનું ક્ષેત્રફળ ૧૫,૮૨, ૧૨૦ ચો. મૈલ છે. આખા દેશમાં ૨૫ કરોડ માણસની વસ્તી છે. દુનિયામાં વધારે વસ્તીમાં ચીનદેશ પહેલે નંબરે, અને આ દેશ બીજે નંબરે ગણાયછે. આ દેશ કાસ્મીરથી કન્યાકુમારી સુધી લાંબો ૧૯૦૦ મૈલ અને સિંધથી આસામ સુધી પહોળો ૧૮૦૦ મૈલ છે. આ દેશના રાજકિય વિભાગ ૧૪ છે. તે નીચે પ્રમાણે—

| | |
|---|---|
| ૧. મુંબાઈ ઇલાકો. | ૮. પંજાબ ઇલાકો. |
| ૨. મદ્રાસ ઇલાકો. | ૯. વાવ્યપ્રાંત. |
| ૩. મ્હૈસૂર અને કૂર્ગપ્રાંત. | ૧૦. અયોધ્યાપ્રાંત. |
| ૪. હૈદ્રાબાદ ને વહાડપ્રાંત. | ૧૧. બંગાળા ઇલાકો. |
| ૫. મધ્યપ્રાંત. | ૧૨. આસામનો મુલક. |
| ૬. મધ્ય હિંદ એજન્સિ. | ૧૩. નેપાળ ભૂતાન, વગેરે ડુંગરી સંસ્થાનો. |
| ૭. રજપૂત સંસ્થાનો. | ૧૪. પોર્તુગીઝ ને ફ્રેંચ સં. |

એ સર્વનો રાજ્ય કારભાર ગવર્નર જનરલ જુએ છે.

પર્વતને લીધે હિંદુસ્થાનના સ્વભાવિક બે ભાગ થયેલાછે. તેમાં ઉત્તર તરફનાને હિંદુસ્થાન અથવા ઉત્તર હિંદુસ્થાન, અને દક્ષિણ તરફનાને દક્ષિણ અથવા દક્ષિણ હિંદુસ્થાન કહેવામાં આવેછે. ઉત્તર હિંદુસ્થાનના સ્વભાવિક ૭ ભાગ પડેછે તે એવા કે, ૧. હિ-

માલયની તલેટીનો પ્રદેશ, ૨. સિંધુ નદીનો પ્રદેશ, ૩. રેતીનું રણ, ૪. મધ્ય હિંદુસ્થાન અને થોડો રજપૂતાનાનો ઉંચ પ્રદેશ, ૫. ગંગા નદીનો પ્રદેશ, ૬. બ્રહ્મપુત્રા નદીનો પ્રદેશ; તેની હકિકત નીચે પ્રમાણેઃ—

૧. હિમાલય અને તેની દક્ષિણે તેને જોડાઇ રહેલા નાના નાના ડુંગરોની અંદરના પ્રદેશને **હિમાલયની તલેટીનો પ્રદેશ** કહે છે; એમાં કાસ્મીર, નેપાળ, ભૂતાન, સિકિમ વગેરે ડુંગરી સંસ્થાનોછે.

૨. જે ભાગોમાં થઈને સિંધુ નદીનો પ્રવાહ જાયછે તેને **સિંધુ નદીનો પ્રદેશ** કહે; એમાં પંજાબ ઈલાકો ને સિંધપ્રાંત છે.

૩. રેતીના રણમાં આવેલા પ્રદેશવાળા ભાગને **રેતીનું રણ** કહેછે; એમાં મારવાડ, જેસલમીર, જોધપુર ને વિકાનેર વગેરે છે.

૪. અરવલ્લી પર્વતની પૂર્વથી રેવાના રાજ્ય સુધીના ભાગને **મધ્ય હિંદુસ્થાન** તથા **રજપૂતાનાનો ઊંચ પ્રદેશ** કહેછે; એમાં અજમેર, ઉદેપુર, જેપુર, વગેરે રજપૂત રાજ્યો; માળવા, બુંદેલખંડ, અને ભોપાળ તથા રેવાનું રાજ્ય છે.

૫. જે પ્રદેશમાં થઇને ગંગા નદીનો પ્રવાહ વહેછે તેને **ગંગા નદીનો પ્રદેશ** કહેછે; એમાં વાયવ્ય પ્રાંત, અયોધ્યા પ્રાંત, અને બંગાળાના ઇલાકાનો ઘણો ભાગ છે.

૬. જે પ્રદેશોમાં થઇને બ્રહ્મપુત્રા નદીનો પ્રવાહ વહેછે તેને **બ્રહ્મપુત્રા નદીનો પ્રદેશ** કહેછે; એમાં આસામ, ને બંગળાનો કાંઇક ભાગ છે.

**દક્ષિણ હિંદુસ્થાન.**—વિંધ્યાચળ પર્વતની દક્ષિણે આવેલા દેશને દક્ષિણ હિંદુસ્થાન કહેછે. એના સ્વાભાવિક ૪ ભાગ પડેછે.

૧. નર્મદા નદીનો પ્રદેશ; ૨. શુદ્ધ દક્ષિણ; ૩. પૂર્વ કાંઠાનો પ્રદેશ; ૪. પશ્ચિમ કાંઠાનો પ્રદેશ.

૧. જે પ્રદેશોમાં થઈને નર્મદાનો પ્રવાહ વહેછે તેને **નર્મદાનો પ્રદેશ** કહેછે; એમાં મધ્યપ્રાંત અને મુંબાઇ ઇલાકાનો તથા માળવાનો કાંઇક ભાગ આવે છે.

૨. નર્મદાના પ્રદેશના દક્ષિણ ભાગને **શુદ્ધ દક્ષિણ** કહે છે; એમાં મુંબાઇ ઇલાકાનો ઘણોખરો દક્ષિણ ભાગ, અને નિઝામનું રાજ્યછે.

૩. પૂર્વ તરફના સમુદ્ર કાંઠાને મળતા પ્રદેશને **પૂર્વકાંઠાનો પ્રદેશ** કહેછે; એમાં મદ્રાસ ઇલાકો, ઉત્તર સરકાર, અને ઓઢિયા પ્રાંત છે. પૂર્વ કાંઠાના દક્ષિણ ભાગને કારોમાંડલ કાંઠો કહે છે.

૪. પશ્ચિમ તરફના સમુદ્ર કાંઠાને મળતા પ્રદેશને **પશ્ચિમ કાંઠાનો પ્રદેશ** કહેછે; એમાં મુંબાઈ ઈલાકાનો કોકણ, મલબાર, અને ત્રાવણકોરછે. પશ્ચિમ કાંઠાના દક્ષિણ ભાગને મલબારકાંઠો કહેછે.

**શહેર.**—કલકત્તા, મદ્રાસ, શ્રીરંગપટ્ટણ, હૈદ્રાબાદ, પુણા, મુંબાઈ, અમદાવાદ, વડોદરા, ઉજ્જન, ઉદેપુર, લાહોર, દીલ્લી, અયોધ્યા, લખનોર, આગ્રા, ભરતપુર, છોટાનાગપુર. ૪૦

**પર્વતો.**—**હિમાલય.** ઉત્તરે; **વિંધ્યાદ્રી** ગૂજરાત તથા બુંદેલખંડ વચ્ચે; **અરવલ્લી.** મારવાડ તથા દીલ્લી વચ્ચે; **સાતપુડા.** રાજપીંપળા અને છોટાનાગપુર વચ્ચે; **સહ્યાદ્રી.** થાણા તથા મલબાર વચ્ચે; **નીલગીરી.** મ્હૈસૂરની દક્ષિણે; **આબુ.** અરવલ્લીની દક્ષિણે; **ગીરનાર.** જુનાગઢ પાસે; **શેત્રુંજો.** પાલીતાણા પાસે; **પાવાગઢ.** ચાંપાનેર પાસે; **શિવાલિક.** સતલજ અને જમનાંની વચ્ચે; **ખાશ્યા, ગારો, ટીપરા,** અને **નાગ.** બ્રહ્મપુત્રાની પૂર્વે; ચાંદવડ લાખી અને પારનેરા. વિંધ્યાચળમાં;

**શીખરો.**—ચમલારી, એવરેષ્ટ, ધવલગીરી, કૈલાસ, જમ્નોત્રી, ગંગોત્રી, (હિમાલયનાં) મહાબળેશ્વર, માથેરાન, ત્રંબકેશ્વર,(સહ્યાદ્રિનાં) દોદબેટ, અગસ્તમલઇ, પાલનાઈ, મુતુનંદ, શિધિંગ, બ્લુ, ને મહાપંશ, (નીલગીરીનાં).

**ઘાટ.**—ખૈબરઘાટ, બોલાનઘાટ, પેનઘાટ, બાલઘાટ, પૂર્વઘાટ, પશ્ચિમઘાટ, હિંગણઘાટ, થળઘાટ:

**રણ.**—થરપારકર, શીકારપુર, (સિંધમાં); કચ્છનું, (કચ્છમાં); વિકાનેર,જેસલમીર, (મારવાડમાં ; અરીકેરાનું, (મ્હૈસૂરમાં); ચેરકુલી, (મદ્રાસમાં); કૂર્દલા, (નીજામના રાજ્યમાં): પાણીપતનું, (દીલ્લીપાસે.)

**હવાખાવાનાં ઠેકાણાં.**—દાર્જીલિંગ, સિમલા, મરી, માહ્રી, (હિમાલયમાં) અંજનીગડ, મહાબળેશ્વર, સંધીશ્રંગ, સિંહગડ, ઉત્તકમંદ, ડીંડીગલ, માથેરાન (સહ્યાદ્રીમાં); પાવાગઢ, આબુ, ગિરનાર, ગોપનાથ, બાલાચડી, (ગુજરાતમાં); શિરોઇ, (મારવાડમાં); ચાંદવડ, (વિંધાચળમાં); ખંડાલે, નિલગિરી, (દક્ષિણમાં).

**જાત્રાનાં ઠેકાણાં.**—દ્વારકાં, ગિરનાર, પ્રભાસપાટણ, પાલીતાણા, ગઢરા, સિદ્ધપુર, બહુચરાજી, અંબાજી, શામળાજી, વડતાલ, ડાકોર, શુકલતીર્થ, ચાણોદ, પાવાગઢ, (ગુજરાતમાં); નાશિક, પંઢરપુર, રામેશ્વર, (દક્ષિણમાં); પુષ્કરજી,(અજમેર પાસે;) હરદ્વાર, બદ્રીકેદારનાથ, (હિમાલયમાં); ગંગાજી, કાશી, ગોકુળ, જમનાં, મથુરાં, પ્રયાગ, ગયાજી, અયોધ્યા, વંદ્રાવન, (વાવ્ય પ્રાંત અને અયોધ્યામાં); જગન્નાથજી; (બંગાળા ઈ. માં). ઇ.

**છાવણીઓ.**—મોરાર, મૌ, નીમચ, (માળવામાં); પેશાવર, (બંગાળામાં); મીરજ, (દક્ષિણમાં).

**બેટ.**—લંકા–હિંદુસ્થાનની દક્ષિણે; રામેશ્વર–મનારના અખાતમાં; લક્ષદીવ–મલબાર કાંઠે અરબી સમુદ્રમાં; માલદીવ–કન્યાકુમારીની દક્ષિણે; અંદામાન ને નીકોબાર–બંગાળાના ઉપસાગરમાં; મુંબાઇ પશ્ચિમકાંઠે; શંખોધાર–દ્વારકાં પાસે; દીવ–કાઠિઆવાડની દક્ષિણે; પીરમ–નર્મદાના મૂખ આગળ; સાષ્ટી તથા ધારાપુરી–કોંકણ લગત;

**અખાત.**—કચ્છનો–કચ્છ પાસે; ખંભાતનો–ખંભાત પાસે; ગનારનો–કન્યાકુમારી પાસે; અને બંગાળાનો ઉપસાગર–બંગાળાની દક્ષિણે આવેલો છે.

**સમુદ્ર.**—અરબી સમુદ્ર—નૈઋત્યકોણમાં; બંગાળી સમુદ્ર—ઇશાન કોણમાં.

**સામુદ્રધુની.**—પાકની–હિંદુસ્થાનની દક્ષિણે; પાંબેનની–રામેશ્વરની ઉત્તરે.

**ભૂશિર.**—મોંઝ–સિંધ પ્રાંતમાં; જગત-દ્વારકાં પાસે; રામાસ–

ગોવાની દક્ષિણે; કન્યાકુમારી–હિંદુસ્તાનની દક્ષિણે; કાલમીર–હિંદુસ્થાનની અગ્નિકોણમાં; પાલમીરાસ-કટક પ્રાંતમાં.

**સરોવર.**—મંચર-સિંધ પ્રાતમાં; ચિલકા–કારોમાંડલ કાંઠે; કોલર-ચિલકાની દક્ષિણે;પાલીકેટ–કોલરની દક્ષિણે; લુણાર–વહાડ પ્રાંતમાં; તાલ-ભોપાળના રાજ્યમાં;વિહાર તથા તુળશી–મુંબાઇ પાસે; સાંભર–રજપુતાનામાં; દલ, ઉલર, માન અને સંબલ–કાશ્મીરમાં; માન અને વાન—હિમાલયમાં; ઝીલ—અયોધ્યામાં; નળ—ગુજરાતમાં.

## મોટી નદીઓ.

**ગંગા.**—હિમાલયમાં ગઢવાલના ડુગરમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળેછે. એને પ્રયાગ (અલ્હાબાદ) પાસે જમના, પટણા પાસે જમણી તરફ શોણ, અને ડાબી તરફ ગોમતી, ગોગ્રા, ગંડકી, ને કોશકી નદી મળેછે. ગંગા નદીના મૂખ ઘણાં છે. તેમાં એકનું નામ હુગલી છે. તેપર દેશની રાજધાનીનું શેહેર કલકત્તા છે. ગંગા નદીમાં અલ્હાબાદ સુધી આગબોટ આવેછે ગંગા ઉપર પટણા, કાશી, પ્રયાગ, કાનપુર, મીરજાપુર, ફતેગઢ, શ્રીનગર, ફરકાબાદ, કનોજ, મોંગીર રાજમહાલ, અનુપગઢ અને ગાઝીપુર, ઈ૦

**જમના.**—હિમાલયના ગઢવાલના ડુંગરમાંથી નીકળી ગંગાને અલ્હાબાદ (પ્રયાગ) આગળ મળેછે એને જમણી બાજુએ ચંબલ, તાનસી, બટવા, સિંધ વગેરે નદીઓ મળેછે. એને કાંઠે પાણીપત, મથુરાં, આગ્રા, દિલ્લી, કાલ્પી, ઇટાવા, પ્રયાગ ઇ૦ નગરો છે.

**નર્મદા.**—સાતપુડા પર્વતના અમરકંટક પહાડમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. એને કાંઠે જબલપુર, હુસંગાબાદ, મંડળા, મહેશ્વર, નાંદોદ, ચાંણોદ, ને ભરૂચ ઈ૦ નગરો છે.

**તાપી.**—સાતપુડાના પ્રદેશમાં બેતુલ જીલ્લામાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. એને ગીરણા, પુર્ણા, માંઝરા, ઇ૦ નદીઓ મળેછે. એને કાંઠે બરાનપુર, સારંગખેડ, ભુશાવળ, સૂરત છે.

**મહી**—માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને

મળે છે. એના મુખ પાસે ખંભાત છે.

**સાબરમતી**–આબુ પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે એના પર અમદાવાદ છે.

**મહાનદી.**—મધ્ય પ્રાંતના ડુંગરોમાંથી નીકળી કટક આગળ બંગાળાના ઉપસાગરને મળેછે. એને કાંઠે કટક, જબલપૂર, જગન્નાથપુરી ઈ૦ છે.

**કૃષ્ણા.**–પશ્ચિમઘાટના મહાબળેશ્વર આગળથી નીકળી પૂર્વ તરફ વહીને બંગાળાના ઉપસાગરને મળેછે. એને વાયના, કોયના, ભીમા, તુંગભદ્રા, ઘટપ્રભા. ને મલપ્રભા મળે છે. એને કાંઠે વાઇ, તાસગાંમ, કહ્રાડ, સાંગલી, નરસોબાનીવાડી, મચ્છલીપટ્ટણ ઈ૦

**ગોદાવરી.**-સહ્યાદ્રી પર્વતના ત્રંબક ડુંગરમાંથી નીકળી બંગાળાના ઉપસાગરને મળેછે. એને ડાબે પાસે પેનગંગા, વર્ધા ને વેનગંગા, અને જમણે પાસે માંજરા, પ્રવરા, મળેછે. એને કાંઠે ત્રંબક, નાશિક, કોપરગામ, પૈઠણ, રાજમહેંદ્રી, ઇ૦ છે.

**કાવેરી.**—કૂર્ગદેશમાંથી નીકળી બંગાળાના સમુદ્રને મળેછે. એને કાંઠે શ્રીરંગપટ્ટણ; ત્રિચીનાપલ્લી, તંજાવર, ઈ૦ શહેર છે.

**પન્નાર ને પન્નાર.**—મહેસૂર પ્રાંતમાંથી નીકળી ને દક્ષિણ તરફ વહેતી જઈ બંગાળાના સમુદ્રને મળે છે.

**સિંધુ.**—હિમાલાયના માન સરોવરમાંથી નીકળી કાશ્મીર અને પંઝાબમાં થઇ સિંધપ્રાંતમાં વહેતી જઇ ઘણા મૂખે અરબી સમુદ્રને મળે. એને પંઝાબના દક્ષિણે જેલમ, ચિનાબ, રાવી, બિયા, અને સતલજ મળેછે. એને કાંઠે અટક, સક્કર, હૈદ્રાબાદ કરાંચી. ઇ૦

**બ્રહ્મપુત્રા.**—તિબેટમાંથી નીકળી આસામ અને બંગાળા પ્રાંતમાં વહેતી જઇ બંગાળાના ઉપસાગરને મળેછે. એને સુરમા, ગોમતી, ઈ. નદીઓ મળે છે. એને કાંઠે—ગૌહત્તી, ઢાકા.

## ૧. મુંબાઇ ઇલાકો.

હિંદુસ્થાનની પશ્ચિમની સાંકડી પટીને મુંબાઇ ઇલાકો કહેછે. તે ગવર્નરના તાબામાં છે. વાવ્યખૂણે બલુચિસ્તાન, ઉત્તરે પંઝાબ, ઇશાને રજપૂતસંસ્થાન, પૂર્વે તથા અગ્નિએ મધ્ય હિંદુસ્થાનનાં સંસ્થાન, મધ્ય પ્રાંત અને નિઝામનું રાજ્ય, દક્ષિણે મદ્રાસ ઇલાકો, અને મ્હૈસૂર, અને પશ્ચિમે અરબીસમુદ્ર છે. એનું ક્ષેત્રફળ સુમારે ૧૮૮૧૯૫ ચો. મૈલ છે. તે પૈકી ત્રીજો ભાગ રજવાડાને તાબે છે. ૨૫૬૨૪૯૯૬ માણસની વસ્તી છે. તેમાંથી ૯૨૭૨૦૭૩ માણસો રજવાડામાં વસે છે. એ ઇલાકાના પાંચ ભાગ છે. તે દરેકને પ્રાંત કહેછે.

**પ્રાંત**.—૧. સિંધપ્રાંત; ૨. કચ્છપ્રાંત; ૩.ગૂજરાતપ્રાંત; મહારાષ્ટપ્રાંત; ૫. દક્ષિણ મહારાષ્ટ અને ઉત્તરકાનડા.

પ્રત્યેક પ્રાંતમાં જીલ્લા, સંસ્થાન, એજન્સિ ને જાગીરો છે તે નીચે પ્રમાણે.

૧. **સિંધ**.—ખૈરપુરનુ સંસ્થાન મુસલમાનનું છે. જીલ્લા પાંચ છે. સિંધની ઉપલી સરહદનો મુલક, શિકારપુર, હૈદ્રાબાદ, કરાંચી, થરપારકર; સિંધના ઉપરીને કમિશનર કહે છે.

૨. **કચ્છ**.—એ સંસ્થાન સિંધની અગ્નિકોણમાં છે. તેની રાજધાની ભૂજ શહેર છે તેના રાજાને રાવ કહેછે. એમાં સોળ તાલુકા છે.

૩. **ગૂજરાત**.—(જીલ્લા ૫.) અમદાવાદ, ખેડા, ભરૂચ, સૂરત, અને પંચમહાલ, (સંસ્થાન. ૨.) વડોદરા, ને ખંભાત, (એજન્સિ ૬.) કાઠિયાવાડ, પાલણપુર, મહીકાંઠા, રેવાકાંઠા, પંચમહાલ, અને સૂરત.

૪. **મહારાષ્ટ**—કોકણ સાથે; (કોકણમાં જીલ્લા. ૪.) મુંબાઇ, થાણા, કોલાબા, રત્નાગીરી, (મહારાષ્ટ દેશમાં ૬ જીલ્લા.) ખાનદેશ, નાશીક, અહમદનગર, પૂણા, સતારા, અને સોલાપુર. (સંસ્થાનો ૫) જવાર, જંજીરા, સાવંતવાડી, પેંઠ અને અકલકોટ. (જાગીરો. ૪.) ઔંધ, ભોર, ફલટણ, અને જત.

૫. **દક્ષિણ મહારાષ્ટ અને ઉત્તર કાનડા**.—(જીલ્લા ૪.)

કલાદગી, બેલગામ, ધારવાડ, ઉત્તર કાનડા. (સંસ્થાન. ૧.) કોલાપુર. (જાગીરો ૭.) સાંગલી, જમખીંડી, મિરજ, કુરંદવાડ, મૂધોળ, રામદુર્ગ, અને સાવનુર.

**મુંબાઇબેટ.**—સન ૧૮૬૧ માં પોર્તુગાલ દેશના રાજાએ ઇગ્લાંડના બીજા ચાર્લસ રાજાનેપોતાની કુંવરી પરણાવી પહેરામણીમાં આપ્યો હતો. ત્યાંના લોકો મરાઠી, ગૂજરાતી, અને અંગ્રેજી·વગેરેભાષા બોલે છે. એની વસ્તી ૭ા લાખની છે.

**પર્વત.**—સહ્યાદ્રી ને સાતપુડા, સહ્યાદ્રીની ઓળ ઉત્તરથી દક્ષિણ સુધી ગઇછે, એને પશ્ચિમઘાટ કહેછે. એના પશ્ચિમ તરફના ભાગને કોકણ અને પૂર્વ તરફના ભાગને દેશ કહેછે. રાજપીંપળાની પૂર્વે સાતપુડા પર્વત છે.

**બેટ.**—સંખોદ્ધાર–દ્વારકા પાસે; દીવ–કાઠિયાવાડની દક્ષિણે; પીરમ–નર્મદાના મુખ પાસે; સાષ્ટી, ધારાપુરી, ઉરણ, તુર્ભે અને વસાઇ-થાણા જીલ્લામાં; અને મુંબાઇ–મુંબાઇ છે તેજ;

**અખાત.**—કચ્છ અને ખંભાતનો, સમુદ્ર. અરબીસમુદ્ર.

**ખાડીયો.**—વસાઇની, બાણકોટની, વિજયદુર્ગની, અને દેવગઢની.

**ભૂશિરો.**—મોંઝ, જગત, દીવ, અને રામોસ.

**દ્વીપકલ્પ.**—કાઠિયાવાડ.

**સરોવર.**—મંચર, સાંબર વિહાર, ને તુળસી.

**નદીઓ.**—સિંધુ, નર્મદા, તાપી, સાબરમતી, મહી, કૃષ્ણા, ગોદાવરી, ભીમા, નીરા, તુંગભદ્રા, વર્ધા.

**બંદર.**—કરાંચી, માંડવી, પોરબંદર, વેરાવળ, ભાવનગર, ઘોઘા, ધોલેરા, ખંભાત, સૂરત, મુંબાઇ, ઉરણ, અલીબાગ, બાણકોટ, અંજનવેલ, ચિપલૂણ, રત્નાગીરી, માલવણ, વેંગુર્લા, ગોવા, કારવાડ, કૂમઠા, હોનાવર.

**શહેરો.–સિંધ પ્રાંતમાં.**– શિકારપુર, સક્કર, હૈદ્રાબાદ, મિ-

યાની, કરાંચી, ઠઠ્ઠા, અમરકોટ, કોટ્રી, જેકબાબાદ, રૈરી, ખૈરપુર ઇ૦

**કચ્છમાં.**—ભૂજ, માંડવી, અંજાર, લખપત, ભદ્રેશ્વર, કંથકોટ.

**ગૂજરાતમાં**—સૂરત, ભરૂચ, ખેડા, અમદાવાદ, પાટણ, કડી, જુનાગઢ, રાજકોટ, જામનગર, રાધનપુર, ઇડર, નડીઆદ, ગોધરા, નાંદોદ, વડોદરા, નવસારી, ઈ૦

**દક્ષિણ મહારાષ્ટ્રમાં.**—પુણા, નાશિક, અહમદનગર, થાણા, કલ્યાણ, ધુળીઆ, માલેગામ, બેલગામ, ધારવાડ, સોલાપુર, વિજાપુર, મિરજ, કારવાડ, ચેંવલે, પંઢરપુર, વેંગુર્લા, જંજીરા, કોલાપુર,

સિંધ પ્રાંતમાં સિંધી ને બલુચી, ગૂજરાતમાં ગૂજરાતી, મહારાષ્ટ્રમાં મરાઠી, દક્ષિણ મહારાષ્ટ્રમાં મરાઠી તથા કાનડી, અને ઉત્તર કાનડામાં કાનડી ભાષા બોલાયછે. ચોખા, ઘઉં, કપાસ, મીઠું, અફીણ, તંબાકુ, એલચી, કસુંબો, સોપારી, નાળિએર, અને અનેક તરેહનું કાપડ વગેરે વેપારની જણસો છે.

## ૨. મદ્રાસ ઇલાકો.

દક્ષિણ હિંદુસ્તાનનાં દક્ષિણભાગમાં આ ઈલાકો છે એના ઉપર દેખરેખ રાખનાર ગવર્નર ઇન્કૌંસિલ છે. એની ઉત્તરે ધારવાડ, તથા કાનડા જીલ્લો, પૂર્વે બંગાળાનો ઉપસાગર, દક્ષિણે હિંદીમહાસાગર, અને પશ્ચિમે અરબી સમુદ્ર છે. દેશી રાજ સાથે આખા ઇલાકાનું ક્ષેત્રફળ ૧૭૨૦૦૦ ચો. મૈલ છે. ને ૩ા કરોડ માણુસની વસ્તી છે. મુખ્ય શહેર મદ્રાસ છે. તેની પાસે અંગ્રેજ સરકારના બંધાવેલા **ફોર્તસેંતજ્યાર્જ** અને **ફોર્તસેંતદેવિદ** નામે કીલા છે. પ્રાંત. ૧. ઉત્તર સરકાર. ૨. કર્ણાટક, ૩. મલબાર. દેશીરાજ.—૧. ત્રાવણકોર, ૨. કોચીન, ૩. પુરૂકોટા, ૪. વિજ્યનગર. ૫ પ્રતાપગઢ.

**પર્વત.** —પૂર્વઘાટ, સહ્યાદ્રી, નિલગીરી, અને પાલની.

**નદીઓ.**—ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, પન્નેર, પલાર, પનાર.

**બંદરો.—કારોમંડળ કાંઠે.** તુતીકોરીન, કારીકલ, ત્રાંકબીઆ-

ર, દેવીકોટા, પોર્ટોનોવા, પાંદીચરી, વાંદીવાસ, મહાબળેશ્વર, નેલ્લુર. નાગાપટ્ટણ, મચ્છલીપટ્ટણ, રાજમંદ્રી, કોરીંગા, વિશાખાપટ્ટણ, બ્રહ્મપુર, ગંજામ. **મલબાર કાંઠે.** મેંગ્લુર, કાનાનોર, તાલ્લિચેરી, કાલીકટ, કૂવેનલૂન.

**શહેર.**—મદ્રાસ, આરકાટ, પ્લાસી, ત્રિનોમાલ્લી, તંજાવર, ચિલામબ્રામ, વેલોર, ગંતૂર, કાંજેવરમ, બલ્લારી, કડપા,, કર્નૂલ, સેલમ, મદુરા, કોઇંબટૂર, ત્રિવાનદ્રમ (ત્રાવણકોરમાં) ત્રિચીનોપલ્લી, અંબુર, પનીઆની° ધવલેશ્વર, કટક, આ ઇલાકામાં-ઉર્યા, તેલગુ, તામીલ, મલિયાળી, ને કાનડી ભાષા બોલાયછે. અને રૂ, ગળી, તલ, દીવેલી, ખાંડ, ડાંગર, બૂનદાણાં, કાથો, ચામડાં, દોરડાં, સૂતરાઉ કાપડ, તે, જાનો, તથા ઇમારતી કાટ, વેપારની જણસોમાં મુખ્ય છે.

### ૩ મ્હેસૂર અને કૂર્ગનું સંસ્થાન.

**મ્હેસૂર**—કર્ણાટકનો એક ભાગ મ્હેસૂરનું રાજ્ય છે એની ઉત્તરે ધારવાડ ને કાનડા જીલ્લો, નૈરૃત્યે કૂર્ગનું રાજ્ય, અને બાકીની બાજુઓ તરફ મદ્રાસ ઇલાકો છે મદ્રાસ ઇલાકાના ગવર્નરના તાબાનો ચીફ કમિશનર મ્હેસૂર અને કૂર્ગના રાજ્યને સંભાળે છે.

**પર્વત.**—પૂર્વ ધાટ, પશ્ચિમ ધાટ, નિલગિરી, નંદીદૂર્ગ.

**નદીઓ.**—કાવેરી, તુંગભદ્રા, પન્નેર, પલાર, પન્નાર.

**શહેર**—મ્હૈસૂર, શ્રીરંગપટ્ટણ, બેંગ્લોર, બેદનૂર, હરીહર, ઇ૦ ભાષા—કાનડી બોલાયછે. ધાન્ય. બૂનદાણા, ખાંડ, સોપારી, નાળિએર, એલચી, મરી, સુખડ, સીસમ, સાગ, રેશમ, રેશમી કાપડ વગેરે પરદેશ ખાતે જાયછે.

**કૂર્ગ.**—મ્હૈસૂરની નૈરૃત્યે કૂર્ગનું રાજ્યછે. મુખ્ય શહેર મરકારા તથા વિરાજેંદ્રપેંઠ છે એમાંથી સુખડ, સાગ, વાંસ, એલચી, બૂનદાણા, ને જવાઇનાં બરૂ ઇત્યાદિ પરદેશ ખાતે જાય છે.

### ૪. હૈદ્રાબાદ અને વ-હાડ.

**અ હૈદ્રાબાદ.**—એની ઉત્તરે મધ્ય પ્રાંત, પશ્ચિમે મુંબાઇ ઇલાકો, ને પૂર્વે તથા દક્ષિણે મદ્રાસ ઈલાંકોછે. હૈદ્રાબાદ નિજામ સર-

કારના તાબામાં છે. તેઓ જાતે મુસલમાન છે.

**નદીઓ.**—ગોદાવરી, મંજીરા, પેનગંગા, વર્ધા, કૃષ્ણા, તુંગભદ્રા, ભીમા અને મુશી.

**શાહેર.**—હૈદ્રાબાદ, શિકંદ્રાબાદ, ગોવળકોંડા, વેલોર, ઈલોરા, ઔરંગાબાદ, દોલતાબાદ, પૈઠણ, ઝાલના, બેદર, કલ્યાણ, વરંગુળ, રૈચૂર, કલબૂર્ગા.

**બવહાડ** રેસિડેન્ટના તાબામાંછે. નદીઓ.–તાપી, પેનગંગા, પૂર્ણા.

**પર્વત.**—સાતપુડા, પૈનઘાટ, અજીંઠા. **સરોવર.**—લુણાર.

**શાહેર.**—ઉમરાવતી, મૂર્તજાપૂર, ઇલીચપૂર, અંકોલા, કોરીંગા.ઇ૦

આ રાજ્યોમાં મરાઠી, અને કાનડી ભાષા બોલાય છે. મીઠું, કોયલા, રૂ, સોના રૂપાના ઘાટ વગેરે વેપારની જણશો છે.

## ૫. મધ્યપ્રાંત.

એની ઉત્તરે બૂંદેલખંડ, અને વાવ્યપ્રાંતનો કેટલોક ભાગ, પશ્ચિમે ભોપાળ, ઇંદોર, વગેરે સંસ્થાનો, ખાનદેશ જીલ્લો; દક્ષિણે વહાડ ને નિઝામનું રાજ્ય, પૂર્વે મદ્રાસ ઇલાકો અને બંગાળાપ્રાંતછે.

વિંધ્યાચળ પર્વતે કરીને આ પ્રાંતના બેભાગ પડેછે. ૧. વિંધ્યાદ્રીની ઉત્તરનો પ્રદેસ. તેમાં સાગર અને દમોહછે. અને ૨. વિંધ્યાદ્રિની દક્ષિણનો પ્રદેશ—તેમાં ગોડવણનો ભાગ આવેલો છે.

**પર્વત.**—સાતપુડા, વિંધ્યાદ્રિ, અમરકંટક, બાલઘાટ, એ સિવાય મહાદેવ, પંચમરી. ચિલખદર્યા વગેરે સાતપુડાના ફાંટા છે.

**નદીઓ.**—નર્મદા, તાપી, પ્રાણહિતા, અને મહા નદી.

**શાહેર.**—નાગપુર, હિંગણઘાટ, સાગર, જબલપુર, રાયપુર, ચાંદા, બરાનપુર, બૈતુલ, હસંગાબાદ, નરસિંગપુર, કામઠી, આશીરગઢ, સંબલપુર, મધ્ય પ્રાંતમાં હિંદી, મરાઠી, તેલગુ અને ઉર્યા વગેરે ભાષા બોલાયછે. રૂ, દાણા, ગામઠી કાપડ વગેરે વેપારની મુખ્ય જણસોછે.

## ૬. મધ્યહિંદ એજન્સિ.

એના બે મોટા ભાગ છે. પહેલામાં ગ્વાલિયર, અને માળવાનો ઘણોક ભાગ, અને બીજા ભાગમાં બૂંદેલખંડ, તથા રેવાનાં સંસ્થાનો છે.

### ૧. ગ્વાલિયર અને માળવા.

એની ઉત્તરે તથા પૂર્વે વાવ્યપ્રાંત, પશ્ચિમે રજપૂતાના ને મુંબાઇ ઇલાકો, દક્ષિણે સાતપુડા પર્વત તથા નર્મદા નદી છે.

**પર્વત.**—વિંધાચળ. **નદીઓ.**—ચંબલ,સિંધ, અને બટવા.

**સંસ્થાનોનાં શેહેર.**—ગ્વાલિયર, ઇંદોર, ભોપાળ, રતલામ, દેવાસ, ધાર, જાવરા, નીમચ, ભોપાળ, માહિદપુર, અમઝરા, અને ચંદેરી.

ગ્વાલિયર, (સિંધિયાની) મોરાર, (ભોપાળની બેગમની) ઇંદોર, ( હોલકરની) રેવા. (રેવાની, અને ઉજ્જન (માળવાની) રાજધાનીછે. ઘઉં, તંબાકુ, અફીણ, ને રૂ વેપારની જણસો છે.

### ૨. બૂંદેલખંડ અને રેવાનું રાજ્ય.

એની ઉત્તરે વાવ્યપ્રાંત, પૂર્વે બંગાળાપ્રાંત, પશ્ચિમે તથા દક્ષિણે મધ્યપ્રાંત છે. **નદી.**—રેવા સંસ્થાનમાં નર્મદા છે.

**શેહેરો**—બુંદેલખંડમાં પન્ના તથા તહેરી' અને રેવાના રાજ્યમાં રેવા.

### ૭. રજપૂત સંસ્થાન.

એની ઉતરે સતલજ નદી, દક્ષિણે ગુજરાત, પશ્ચિમે સિંધ પ્રાંત. પૂર્વે આગ્રા પ્રાંત અને સિંધિયા તથા હોલકરનો મુલક આવેલોછે. સંસ્થાનો રજપૂતના ૧ મેવાડ, એમાં ઉદેપુર, ચિતોડ, માંડવઘડ, કોમળમેર, રાજઘડ, ૨ મારવાડ અથવા જોધપુર, ૩ જેપુર, ૪ બુંદી, ૫ વીકાનેર, ૬ કોટા, ૭ કેસવલી, ૮ કીસનગઢ. ૯ જેસલમીર, ૧૦ અલવાર, ૧૧ શીરોહી, ૧૨ ડુંગરપુર, ૧૩ વાંસવાડા ૧૪ પ્રતાપગઢ, ૧૫ ઝાલાવાડ, જાટનાં—૧૬ ભરતપુર, ૧૭ ધોળપુર, મુસલમાનનાં—૧૮. ટોંક અને રામપુર.

**પર્વત**-અરવલ્લી અને આબુ. **સરોવર**- સાંબર મીઠું પાકે છે

**નદીઓ**-લુણી, સાબરમતી, મહી, ચંબલ, વનાસ.

**શેહેર**-નસીરાબાદ, ઉદેપુર, જોધપુર, વિકાનેર, અજમેર, ચિતોડ, ભરતપુર, દીગ, શીરોહી, રતનગડ, વગેરે ઉપર ગણાવ્યાં તે સંવસ્થાનો.

## ૮. પંઝાબ.

એની ઉત્તરે કારાકોરમ પર્વત. ને કાશ્મીરનું રાજ્ય. પૂર્વે જમના (યમુના) નદી, દક્ષિણે સિંધ, અને રજપુતાના. અને પશ્ચિમે સુલેમાન પર્વત.

**પર્વત.**—કારાકોરમ, પહાડ-શિવાલીક પહાડ.

**નદીઓ.**—સિંધુ, જેલમ, રાવી, ચિનાબ, બિઆ, ને સતલજ.

**પ્રાંત.** - દિલ્લી પ્રાંતમાં—દિલ્લી ને મીરત. ૨. શિમલાનો ડુંગરી મુલકમાં—શિમલા. ૩, ઝાલંદર દોઆબ—લુધિઆના, ફિરોજપુર અને અંબાલા. ૪. બિઆનો પશ્ચિમ ભાગ—પેશાવર, અમૃતસર, લાહોર, અને મુલતાન છે. એ સિવાય, મિથનકોટ, દેરાગાજીપુર, અટક, રાવલપીંડી, જંબુ. જાલંદર, સીમલા, સોબ્રોન, મુડકી, કાગડા, વિલાસપુર, ભરતગડ, અલીવાલ, રાજપુર, રૂહતકા હિસાર, કરનાલ, ગૂજરાત, મૂજફ્ફરગડ, ડેરાઈસ્માલખાન, લાખીના, બક્કર, અને વજીરાબાદ, દેશીરાજ્યમાં—અટક, રાવલપીંડી-પંઝાબ સરકારના તાબામાં છે. નાનાં મોટાં ૩૬ સંસ્થાનો છે. તે પૈકી કાશ્મીર, ભાવલપુર, પંત્યાળા, મોટાં છે.

૧ કાશ્મીર—પંઝાબની ઉત્તરે છે. એની રાજધાની શ્રીનગર છે, જમ્મુ, લેહ અને ઇસ્કોર્ડો મોટાં શહેર છે. એમાં રજપૂત રાજાનું રાજ્ય છે.

૨. ભાવલપુર.—સિંધુ અને સતલજની દક્ષિણે છે. એના રાજાને નવાબ કહે છે. તે મુસલમાન છે.

૩. પંત્યાળા—શીખ સંસ્થાનમાં મોટામાં મોટું છે. એ સિવાય જીંદ, નભા, કપરથલા, ફરીદકોટ, કલસિયા, મેલરકોટલા, બહાદુરગઢ, ચીકરોલી, બાંયકોટા શીખનાં સંસ્થાન છે.

આ ઈલાકામાં પંઝાબી અને હિંદી ભાષા બોલાય છે. ધાન્ય, તંબાકુ, અફીણ, રૂ, ગળી, ખસખસ, ફટકડી, સિંધવ ખારની ખાણો, સાલો, ઈમારતી લાકડું, અને કાષ્ટૌષધી વેપારની સુ-

ખ્ય જણુસો છે. સોના રૂપાની કારીગરી સારી બને છે.

## ૯. વાબ્ય પ્રાંત

એની ઉત્તરે હિમાલય પર્વત, પશ્ચિમે રજપૂતાના, દક્ષિણે મધ્યહિંદના સંસ્થાન, પૂર્વે બહાર પ્રાંત છે.

**પ્રાંત.**—૧. હિમાલયના ડુંગરનો પ્રદેશ. ૨. ગંગા અને જમનાની ઉત્તર તરફના કાંઠાનો પ્રદેશ. ૩. જમનાની દક્ષિણ તરફનો પ્રદેશ

**પર્વત.**—હિમાલય; અને તેને મળતા નાના નાના પહાડો.

**નદીઓ.**—ગંગા, રામગંગા, ગોમતી, ગોગ્રા.

**શહેર.**—મથુરાં, આગ્રા, કાલ્પી, ઇટાવા, અલ્હાબાદ, અનુપ, ફત્તેગઢ, કાનપુર, મિરજાપુર, કાશી, ગાજીપુર, કનોજ, ઝાંશી, ગોરખપુર, શહાજાનપુર, રામપુર, સહરાણપુર, સલીમપુર, ચુનારગઢ, જોનપુર, ફરૂકાબાદ, અકબરપુર, શીકી, ફતેપુર, વંદ્રાવન, શીકંદ્રાબાદ, જહાંગીરાબાદ, મુજફ્રરનગર, કજવા, અલીગડ.

## દેશીરાજ.

રોહીલખંડમાં રામપુરનું સંસ્થાન, અને ૨. ગડવાલ પ્રાંતમાં તહેરીનું સંસ્થાન છે. તેમના રાજાને નવાબ કહે છે, ૩, કાશીનું સંસ્થાન તેમાં રજપુતનું રાજ્ય છે. આ પ્રાંતમાં હિંદી ને ઉર્દુ ભાષાઓ બોલાય છે. સુરોખાર, લાખ, અને ચોખા વગેરે જણુસો પરદેશ ખાતે ચઢે છે.

## ૧૦. અયોધ્યા પ્રાંત.

એની ઉત્તરે નેપાળ, અને બીજી બાજુઓએ વાબ્ય પ્રાંત છે.

**પ્રાંત.**—૧. સીતાપુર, ૨, ફૈજાબાદ, ૩, લખનૌ, ૪, રાયબરેલી.

**નદીઓ.**—રામગંગા, સૈ, ગોમતી અને ગોગ્રા.

**શેહેર.**—લખનૌ, ફૈજાબાદ, હરીદ્રીન, પ્રતાપગડ, સુલતાનપુર, રાયબરેલી, શાહજાદપુર, રસુલાબાદ. એમાં ઉર્દુ ભાષા બો-

લાય છે. ઘઉં, ખાંડ, અફીણ, રૂ, વગેરે જણસ પરદેશ ચઢે છે.

## • ૧૧. બંગાળા ઇલાકો.

એની ઉત્તરે નેપાળ, સિકિમ, અને આસામ, પૂર્વે મણીપુર. દક્ષિણે બંગાળાનો ઉપસાગર અને મદ્રાસ ઈલાકો. પશ્ચિમે મધ્ય પ્રાંતને રેવાનું સંસ્થાન તથા વાવ્ય પ્રાંતનો કેટલોક ભાગ છે.

**પ્રાંત.**—૧ બંગાળા, ૨ બહાર, ૩ ઓઢીઆ, ૪ છોટાનાગપુર.

૧. **બંગાળા પ્રાંત.**—હિમાલય પર્વત અને સમુદ્ર વચ્ચેછે.

૨. **બહાર પ્રાંત.**—રાજમહાલના ડુંગરોની પશ્ચિમે બંગાળાને વાવ્ય પ્રાંતની વચે છે, તેના તિરકુત, પટણા અને ગયા એવા ત્રણ ભાગ છે.

૩. **ઓઢીઆ પ્રાંત.**—સમુદ્રને કાંઠે બંગાળા પ્રાંત અને મદ્રાસ ઇલાકાની વચ્ચે છે, ૪. **છોટાનાગપુર.**—બહાર અને ઓઢીયાની વચ્ચે છે.

**પર્વત.**—કાચર, ટિપરાવ, ચિતાગોંગ, રાજમહાલ.

**નદીઓ.**—ગંગા, ગોગ્રા, શોણ, ગંડકી, કુશી, બ્રહ્મપુત્રા, સુરમા, દામોદરા, કુસૈ, વૈતરણી, મહા, સુવર્ણરેખા અને રેપનારાયણી.

**સરોવર.**—ચિલકા; ઓઢિયા પ્રાંતમાં છે.

**બંદર.**—કલકત્તા, ચિતાગોંગ, કટક, બાલાસોર, જગન્નાથપુરી, જળેશ્વર.

**શેહેર.**—કલકત્તા, ઢાકા, મુર્શીદાબાદ, પટણા, મોંગીર, જગન્નાથ, કટક, બરદ્વાન, હુગલી, મિદનાપુર, ગયા, રાજમહાલ, બરાકપુર, પ્લાસી, ચિન્સુરા, ઘેરીઆ, ફરીદપુર, નારાયણગંજ, ગૌહત્તી, દીનાજપુર, બીશનાથ, બહાદુરગજ, દાર્જીલીંગ, બરહામપુર, કાસીમબજાર; વર્ધમાન, બનદૂરા, રાણીગંજ, ભાગલપુર, હાજીપુર, મુજફ્ફરપુર, શાહબાદ, બહાર, બકસર.

**દેશી રાજ્ય.**—સિકિમ, કુચબિહાર, શીરગુંજા, સોનપુર,

નવાગઢ. બંગાળાના રહેવાશીઓને બાબુ કહે છે. એ લોકો માથે બાગરી રાખે છે. પાઘડીઓ બીલકૂલ પહેરતા નથી.

આ ઇલાકામાં બંગાળી, ઉર્દુ, ઉર્યા, અને હિંદુસ્થાની ભાષા બોલાય છે. તરેહવાર ઉંચી જાતનું કાપડ, ખાંડ, રૂ, તંબાકું, અફીણ, નારંગી, નાળિએર, ગુણોનાં ટાટ, શણના કાગળ વગેરે પરદેશ ખાતે ચઢે છે. અને ઘણાખરા ભાગમાં કોલસાની વિશાળ ખાણો છે.

## ૧૨. આસામ.

હિંદુસ્થાનનના ઇશાનખૂણે આસામ છે. અંગ્રેજસરકાર તરફથી રાજ્યના બંદોબસ્ત માટે એક ચીફ કમિશનર ત્યાં રહે છે. એની ઉત્તરે ભૂતાન, પૂર્વે મણીપુર; દક્ષિણે અને પશ્ચિમે બંગાળા પ્રાંત છે.

**પર્વત.**—નાગ, ખાસ્યા, ગારો, ટીપરા.

**નદીઓ.**—બ્રહ્મપુત્રા. **શેહેર.**—ગૌહતી અને બિશનાથ.

## ૧૩. સ્વતંત્ર પહાડી સંસ્થાન.

મણીપુર, નેપાળ, અને ભૂતાનનાં રાજ્ય આ ભાગમાં છે.

**નેપાળ.**—એની ઉત્તરે તિબેટ, પૂર્વે સિકિમ, દક્ષિણે વાવ્ય પ્રાંત તથા અયોધ્યા પ્રાંત; અને પશ્ચિમે વાવ્ય પ્રાંતનો કમાઉન પ્રાંત છે.

**પર્વત.**—હિમાલય. **શિખરો.**—એવરેસ્ટ, ધવલગીરી.

**નદીઓ.**—કુશી. **શેહેર.**—ખટમાંડું, તેમાં રાજા રહે છે, તે ગુર્ખા જાતનો છે.

**ભુતાન.**—આસામ અને તિબેટની વચ્ચે છે. એની અને નેપાળની વચ્ચે સિકિમ છે.

**શેહેર.**—ટયાસુદુડન. ભૂતાનના લોકો બૌદ્ધધર્મ પાળે છે.

**મણીપુર.**—બીજાં ડુંગરી સંસ્થાનો કરતાં તે મોટું છે ને સુધરેલું છે.

## ૧૪. ફ્રેન્ચ અને પોર્તુગીઝના સંસ્થાનો.

### ફ્રેન્ચના.

**ચંદ્રનગર.**—હુગલીને કાંઠે; **યનાન**—ઓઢિયા પ્રાંત પાસે.

**પાંડીચેરી.**–મદ્રાસની દક્ષિણે. કારીકલ–પાંડીચેરીની દક્ષિણે. **માહી.**–પશ્ચિમ કાંઠે; બધામાં પાંડીચેરી મુખ્ય નગર છે.

## પોર્તુગીઝનાં સંસ્થાન.

**ગોવા.**—સાવતંવાડીની દક્ષિણે; **દમણ.**—સૂરત પાસે; **દીવ.**—કાઠિયાવાડમાં; એમાં મુખ્ય શહેર ગોવા છે.

## રાજ્ય વ્યવસ્થા.

આખા દેશનાં માલિક મહારાણી કૈસરેહીંદ વિક્ટોરિયા છે. તેઓ યૂરોપખંડના ઇંગ્લાંડ દેશના લંડન (વિલાયત) શહેરમાં રહેછે. તેમની પાસે આ દેશની હકિકત સમજાવનાર "સેક્રેટરી ઓફ સ્ટેટ ઇનકૌન્સિલ" નામનો એક પ્રધાન છે. તેણે હિંદુસ્થાનનો રાજ્ય વહિવટ બરાબર ચાલવા સ્વતંત્ર રાજ્યો સિવાયના હિંદુસ્થાનના ૭ ઇલાકા કર્યા છે. તે ૭ ઇલાકાના બંદોબસ્ત રાખનાર મુખ્ય અધિકારીને ગવર્નર જનરલ અથવા વાઇસરાય કહેછે. અને તે કલકત્તામાં રહે છે. બંગાળા, આગ્રા, અને પંજાબ ઇલાકાના અધિકારી લેફ્ટેનન્ટ ગવર્નર ગણાય છે. મદ્રાસ અને મુંબાઇ ઇલાકાના અધિકારી ગવર્નર ગણાય છે. અયોધ્યા અને મધ્યપ્રાંત વગેરેના અધિકારીને કમિશનર કહેછે. દેશી સંસ્થાન ઉપર દેખરેખ રાખનારા અધિકારી રેસિડેન્ટ કે પોલિટિકલ એજંટ અથવા એજંટ ટુધી ગવર્નર કહેવાય છે. દરેક ઇલાકાના પેટા ભાગને પ્રાંત, અને પ્રાંતના પેટા ભાગને જીલ્લા કહે છે. જીલ્લાનો ન્યાયાધિશ જડજ કહેવાયછે; અને વસૂલાત ઉઘરાવનાર કલેકટર કહેવાય છે. જીલ્લાના ભાગને તાલુકો કહે છે; ને ત્યાં મામલતદાર રહે છે. દરેક ઈલાકામાં ખૂન વગેરે ભારે ગુન્હાના ઇનસાફ માટે એક હાઇકોર્ટ હોય છે. ( જીલ્લા એજન્સી વગેરેની વ્યવસ્થા જુઓ મુંબઇ ૯૦ ની ભૂગોળમાં. )

# પ્રસિદ્ધ સ્થળો.

સ્થળોનાં નામ. શાને માટે પ્રખ્યાત છે;

**કાશ્મીર**—સારી સાલો, ગુલાબનું અત્તર, હથિયાર, અને લખોટેલાં વાસણ. તથા ચા.

**સિમલા**—થંડી હવા માટે, તથા ચા ઘણી સારી પાકેછે.

**અમૃતસર**—શીખ લોકોનું જાત્રાનું મોટું ધામ છે તેમનાં દેવળો સોનેથી જડેલાં છે. અને સાલો તથા રેશમી કાપડ સારૂ બને છે,

**લાહોર**—૪૫૦ ફુવારાનો બાગ અને મુગલઇ મહેલ.

**આગ્રા**—શાહાજહાં પાદશાહના બંધાવેલા તાજમહેલ માટે.

**દીલ્હી**—કૌરવ અને મોગલ બાદશાહની રાજ્યધાની. અસલ એને હસ્તિનાપુર કહેતા. કસબી કામ સારૂ બને છે.

**મથુરાં**—કૃષ્ણ મહારાજની જન્મ ભૂમિ, કંસરાજાનું નગર, જાત્રાનું સ્થળ, પેંડા સારા બને છે.

**ગોકુળ**—જમુના પાન કરવા માટે જાત્રાનું સ્થળ છે.

**કાશી**—સંસ્કૃત વિદ્યા, ગંગાની અને બીજી જાત્રાનું સ્થળ, લોટા અને પિતાંબર સારાં બને છે.

**અલ્લહાબાદ**—ગંગા જમુનાનો સંગમ થાયછેતે જાત્રાનું સ્થળછે.

**ગયા**—પિતૃ શ્રાધ માટે, સરસ્વતિ—(ગુજરાતમાં) માતૃ શ્રાધ સરાવવા માટે.

**અયોધ્યા**—રામચંદ્ર મહારાજની રાજધાની, જાત્રાને માટે.

**સીકીમ**—સ્લેટના પથ્થર, લોઢુ અને ત્રાંબુ જમીનમાંથી જડે છે,

**કલકત્તા**—દેશની રાજધાની છે, ત્યાં નામદાર વાઇસરાય રહેછે;

**મુર્શીદાબાદ**—હાથી દાંતનો સામાન, સોના રૂપાનો ઘાટ, તથા રેશમી કાપડ બને છે;

**ઢાકા**—મલમલ અને સાબુ ઉત્તમ થાય છે;

**મીરજાપુર**—શેત્રંજી અને રેશમી વણાટ ઘણાં સારાં થાયછે.

**શંબલપુર**--હીરા અને સોનાની માટી જડે છે.
**ફૈજાબાદ**—ધાતુનીં વાસણ બહુ સારાં બને છે.
**ગાજીપુર**—અત્તર ઘણું સારૂ થાય છે.
**આસામ**—કોયલા, લોઢું અને ચુનાની ખાણો છે. ભેંસો અને હાથીની વધારે છતછે, રેશમી વણાટ, લોખંડી તથા માટી કામ સારૂં બને છે.

**બરદવાનજીલ્લામાં**—કુરહુરવાલી, શ્રીરામપુર, કુલડીહી, ચૂનજકા, લઈકડી, કામર, ખોદી, બોરયા અને રાણીગંજ—(બંગાળા ઇલાકામાં) કોયલાની મોટી ખાણો છે.
**ઉજ્જન**—વિક્રમ રાજાની રાજધાની.
**નાગપુર, ભંડારા**—રેશમી કાપડ,· પાઘડીઓ, સાડીઓ, કિનખાબ, છીંટ, ધોતી જોટા સારા થાય છે અને આરસ પહાણની ખાણો છે.
**જેપુર**—સોના, રૂપા અને ત્રાંબાની ખાણો છે. આરસની ઇમારતો, અને કોતર કામની કારીગરી જોવા જેવી છે. રત્નો પણ જડે છે.
**જોધપુર**—સાંઢણીઓ **વિકાનેર**—બળદ વખણાય છે.
**વાંસવાડા**—પિંપરીમૂળ. **ઉપુદર**—મીરાબાઇ કવિ થયાં.
**શિરોઇ**—તરવારનાં પાનાં ઘણાં સરસ થાયછે.
**રતલામ**—પિંપરીમૂળ, અફીણ અને ઘઉં.
**રાજપુર**—(ભોપાળનું) ધોળીમુસળી, આસન, ચારોળી.
**અજમેર**—બ્રહ્માનું અને પુષ્કરજીનું દેરૂં.
**ઉમરાવતી**—હિંગણઘાટ, કપાસનો મોટો વેપાર ચાલે છે.
**ચાંદા અને વણી**—કોયલાની તથા લોઢાની મોટી ખાણો છે.
**જબલપુર**—આરસના ડુંગર, તંબુરા સારા બને છે.
**સિંધુ**—માર્ચથી સપ્ટેંબર માસ સુધી રેલ આવેછે.
**પન્ના અને તેહરી**—હીરાની ખાણો છે અને દુપટા સારા બનેછે
**નાશિક—ઝાંશી**—પીતળના લોટા સારા બને છે.

**પુણા**—પેશ્વાઇ રાજધાની, નાગરવેલનાં પાન, લોકો વિદ્યામાં કુશળ છે. કારીગરીવાળા ઘાટ અને ગંજીફા વગેરે સારા બનેછે.

**પૈઠ**—પાઘડીઓ સારી બને છે.

**મહાબળેશ્વર**—સારી હવાનું સ્થળ છે.

**મુંબઇ**—પૃથ્વીપર મોટું બંદર, ત્રણ દિવાદાંડીઓ છે. હલવો અને પુંઆ. વખણાયછે તથા બોરીબંદરનું સ્ટેશન વિક્ટોરિયા ગાર્ડન, વગેરે જોવા જેવી જગો છે.

**વેરોળ**—**ધારાપુરી**—મોટી ગુફાઓ છે.

**બુરાનપુર**—શેલાં, પાઘડી, તોરા, અને તંબાકુ થાય છે.

**યેવલે**—પિતાંબર, પાઘડીઓ અને સોળાં થાય છે.

**સાંવતવાડી**—લાકડીઓ, રંગીન સામાન અને ગંજીફા.

**મલબાર**—સોપારી, કાથો, નાળિએર, એલચી, સાગ.

**મચ્છલીપટણ**—મલમલ, છીંટ. **રાજમહેંદ્રી**—સુતરાઉ કાપડ, ને છીંટ વખણાય છે.

**વિજાગાપટ્ટણ**—હાથીદાંતનો સામાન, **ગોવળકોંડા**—હીરા.

**જાલના**-રેશમી કાપડ માટે. **ઇલોરા**—પર્વતમાં કોતરેલાં દેરાં માટે

**બેદર**—સોના રૂપાનાં, પીતળનાં વાસણ, પાનદાની ને હુકા સારા બને છે.

**મીરજ**—સારંગી, તંબુરા અને ગંજીફા સારા બને છે.

**તુતીકુડી**—મોતી પાકે છે. **મલ્લવેલી**—હીરાની ખાણો છે.

**શ્રીરંગપટ્ટણ**—ટીપુ સુલતાનની રાજધાની.

**જંજીરા**—સાડીઓ માટે.

**દીવ**—કચકડાનો અને હાથીદાંતનો સામાન.

**શ્રીનાથજી**—રામનામીની ચોકીઓ ઘણી સારી મેનાકારી થાયછે જાત્રાનું સ્થળ છે.

**ત્રાવણકોર**—સાબુ દાણા અને પીવાની ચીરૂટ.

**લંકા**—રત્ન, ઝવેર, તંબાકુ, સોપારી, સુરોખાર, સિંધવખાર, સીસુ, હાથી, મોતી, અને લોઢાની ખાણો.

**કચ્છ માંડવી**—દીવાદાંડી છે. **ભુજ**—ભરત કામ સારૂં થાયછે